GRAND ACADEMIC PORTAL
RESEARCH JOURNALS

GAP भाषा
A MULTILINGUAL JOURNAL OF RESEARCH
( ISSN – 2582-8770 )
Globally peer-reviewed and open access journal.

# 'સાહિત્યમાં વ્યક્ત થતો સમાજ'
# (ગુજરાતી આત્મકથા, વાર્તા, નવલકથા અને ગાંધીરચિત સાહિત્યના સંદર્ભમાં)

ડૉ. સંગીતા પટેલ
આસિ. પ્રોફેસર, સમાજશાસ્ત્ર વિભાગ, ગુજરાત યુનિવર્સિટી

## પ્રસ્તાવના

'સાહિત્ય સમાજનું દર્પણ છે.' આ ઉક્તિના સંદર્ભમાં જોઈએ તો સાહિત્ય અને સમાજ બંને પરસ્પરના પૂરક હોવાનું પ્રતીત થાય છે. સમાજશાસ્ત્રની વિવિધ શાખાઓમાં સાહિત્યનુ સમાજશાસ્ત્ર નવી અને વિકસતી શાખા છે. કલાના સમાજશાસ્ત્ર અંતર્ગત સાહિત્યનો અભ્યાસ થતો. જાણીતા માનવશાસ્ત્રી કાસ્પર મેલીનોવસ્કીએ ઓસ્ટ્રેલિયાના 'Aboriginal' સાહિત્યનો ક્ષેત્રીય નિરીક્ષણ દ્વારા અભ્યાસ કર્યો હતો. ડૉ. એ. આર. દેસાઈ ના મતે "આપણા દેશમાં કલા અને સાહિત્યની સમાજશાસ્ત્રીય ચિકિત્સા કરવા તરફ સમાજશાસ્ત્રીઓનું પૂરતું ધ્યાન દોરાયું નથી. સ્વાતંત્ર્ય પ્રાપ્તિ પહેલાં જો કે સમાજશાસ્ત્રીય અભ્યાસો પ્રમાણમાં ઓછા થયા હતા. એમાં ડૉ. ધૂર્યે, ડૉ. ડી.પી.મુકરજી, ડૉ. આર. કે. મુખરજી, ડૉ થુથી જેવા અભ્યાસીઓ અન્ય અભ્યાસો સાથે આ ક્ષેત્રમાં પણ અભ્યાસ વિકસાવવા મંથન કરતા રહ્યા હતા. સ્વતંત્રતા બાદ સાહિત્યના સમાજશાસ્ત્ર ક્ષેત્રે નાના-મોટા અભ્યાસો થતા રહ્યા છે. જેમાં પચરંગી સમાજમાં ભાષા (પ્રબોધ બે. પંડિત-૧૯૮૩), સાહિત્ય અને સામાજિક ચેતના (સં.સુધીરચન્દ્ર-૧૯૮૭), સાહિત્ય અને સમાજ (ડૉ. વિદ્યુત જોષી-૨૦૦૩) વગેરે સમાવિષ્ટ છે."

સમાજ અને સાહિત્યને જોડતી કડી સર્જક અથવા લેખક છે. એટલે કે સાહિત્ય રચનાર સમાજ સાથે સંકળાયેલી વ્યક્તિ છે જેનું સામાજીકરણ સમાજમાં થયું છે. સર્જકનો ઉછેર, કુટુંબ, શિક્ષણ, જ્ઞાતિ, આસપાસનું વાતાવરણ, સ્થળ-કાળ સંદર્ભ વગેરે સર્જનમાં મહત્વના છે. સંસ્કૃતિ દ્વારા વ્યક્તિની સર્જનાત્મકતા વિવિધ સ્વરૂપે સમાજમાં વ્યક્ત થાય છે. દા.ત. અભિનયકલા, લેખનકલા, ગાયન, નૃત્ય, સંગીત વગેરે. W. I. Thomas ના મતે "લાગણીઓની અભિવ્યક્તિ એ કલાનું મહત્વનું કાર્ય છે અને માનવીની જરૂરિયાત પણ છે." પ્રસ્તુત અભ્યાસ લેખમાં સાહિત્ય અને ગુજરાતનો સમાજ સંદર્ભે ગુજરાતી નવલકથાઓ, આત્મકથાઓ તથા ગાંધી રચિત સાહિત્યમાં ગુજરાતનો અભ્યાસ કરવામાં આવ્યો છે.

ગુણાત્મક સંશોધન અંતર્ગત 'વિષયવસ્તુ વિશ્લેષણ' પદ્ધતિનો ઉપયોગ કર્યો છે. અભ્યાસનો મુખ્ય હેતુ ગુજરાતી નવલકથાઓ, વાર્તાઓ, આત્મકથાઓમાં વ્યક્ત થતા સમાજને તપાસવો તેમજ ગાંધી રચિત સાહિત્યમાં વ્યક્ત થતા સમાજનું વિશ્લેષણ રજૂ કરવાનો છે.

## સાહિત્યનુ સમાજશાસ્ત્ર

સાહિત્ય એ જીવનની સંસ્કૃતિનું પ્રતિબિંબ છે એટલે જીવન સાથે સીધો અને ઉત્કટ સંબંધ ધરાવતા બધા શાસ્ત્રો પણ સાહિત્યમાં આવી જાય છે. આમ, આધ્યાત્મવિદ્યા, ધર્મશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, માનવશાસ્ત્ર, ઈતિહાસ, કામવિજ્ઞાન, પદાર્થવિજ્ઞાન- બધું જ સાહિત્યમાં આવી જાય.

- કાકાસાહેબ કાલેલકર

'સાહિત્ય અને સમાજ' પુસ્તકમાં જાણીતા સમાજશાસ્ત્રી ડૉ. વિદ્યુત જોષી સાહિત્યના સંદર્ભમાં જણાવે છે કે " 'સાહિત્યનુ સમાજશાસ્ત્ર' એવી પાયાની ધારણા સાથે ચાલે છે કે સર્જન, સર્જકતા, નવોન્મેષ, પ્રેરણા વગેરે અન્યથા ગૂઢ દેખાતી બાબતો સામાજિક પેદાશ છે. જે તે સામાજિક પરિસ્થિતિ મુજબ તે સમયનું સાહિત્ય ઉદ્દ્ભવતું હોય છે. આ

GAP भाषा
A MULTILINGUAL JOURNAL OF RESEARCH
( ISSN – 2582-8770 )
Globally peer-reviewed and open access journal.

સામાજિક પરિસ્થિતિ સ્થળ, સમાય અને સમૂહ એમ ત્રિવિધ સંદર્ભે હોય છે."

સમાજશાત્રી કોઝર લેવિસ જણાવે છે કે "સાહિત્ય સમાંજ્શાત્રીય અધ્યયનનો એક મહત્વપૂર્ણ સ્રોત છે. જો સમાંજ્શાત્રી તેના યોગદાનની અવગણના કરે છે તો તે પોતાના દ્રષ્ટિકોણને સંકુચિત બનાવે છે."

માણેકલાલ પટેલે ગુજરાતી નવલકથામાં 'લગ્ન અને કુટુંબ ક્ષેત્રનાં આલેખનો' શીર્ષક હેઠળ પીએચ.ડી. કક્ષાનું સંશોધન કરી પુસ્તકરૂપે પ્રગટ કર્યું છે. (૧૯૮૩) દક્ષા ઠાકરે શરદબાબુની નવલકથામાં વ્યક્ત થતા સામાજિક જીવન પર પીએચ.ડી. કક્ષાનો અભ્યાસ કર્યો.

ડૉ. અક્ષયકુમાર દેસાઈ સંપાદિત 'કલાનું સમાજશાસ્ત્ર' અંતર્ગત સાહિત્યની વાત આવે છે. પરંતુ તેમાં ગુજરાતી સાહિત્ય અંગે ખાસ રજૂઆત નથી. પરંતુ ૨૦૦૧ માં સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ, સુરત ખાતે ગુજરાતી સાહિત્ય અકાદમી પુરસ્કૃત 'સાહિત્યનો સામાજિક સંદર્ભ' પરિસંવાદ યોજાયો અને આ વિષય આગળ વધ્યો. જો કે છેલ્લા પાંચ-સાત વર્ષથી સ્નાતક કક્ષાએ સમાજશાસ્ત્ર વિષયમાં 'સાહિત્યનું સમાજશાસ્ત્ર' અભ્યાસક્રમમાં સમાવિષ્ટ થયું છે.

શ્રી વર્ષા અડાલજાની નવલિકાઓ-નવલકથાઓમાં 'સ્ત્રી પાત્રો : એક સમાજશાસ્ત્રીય અધ્યયન' કરનાર સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ડૉ. કલ્યાણી આર. ભટ્ટ સાહિત્ય અને સમાજને સ્પષ્ટ કરે છે. "વર્તમાનમાં ભાષાના માધ્યમથી સાહિત્યકારના પોતાના સમાજ અને અન્ય સમાજોની વિવિધ અસરથી સાહિત્યનુ સર્જન થઇ રહ્યું છે. તેથી તે કોઈ સીમિત સમાજનું સાહિત્ય નથી રહી શકતું. કારણ કે અન્ય સમજો દ્વારા અનુવાદના માધ્યમથી તેનું નિરંતર નિરીક્ષણ થતું રહે છે. આથી આધુનિક સાહિત્ય સામાજિક પ્રક્રિયા સાથે વધારે ઘનિષ્ઠ રીતે સંકળાયેલું છે."

ગુજરાત યુનિવર્સિટી, સમાજશાસ્ત્ર વિભાગમાં એમ.ફિલ. અને પીએચ.ડી. કક્ષાના સંશોધનોમાં સાહિત્યના સમાજશાસ્ત્ર અંતર્ગત વિવિધ અભ્યાસો થયા જેમાં જાણીતા પત્રકાર ડૉ. હરિ દેસાઈએ 'વીસમી સદીના અંતે ગુજરાતી સાહિત્યમાં નગરજીવન : સમાજશાસ્ત્રીય વિશ્લેષણ' (રઘુવીર ચૌધરી, ભગવતીકુમાર શર્મા અને વીનેશ અંતાણીની કૃતિઓના સંદર્ભમાં) પીએચ.ડી. કક્ષાનો મહાશોધનિબંધ રજૂ કર્યો છે. જેમાં સમયદ્વીપ, મનોરથ, પ્રિયજન કૃતિઓનો સમાજશાસ્ત્રીય અભ્યાસ કર્યો છે. ઉપરાંત સર્જકોની ગહન મુલાકાત દ્વારા વિશ્લેષણ કર્યું છે. કુંદનિકા કાપડિયાની 'સાત પગલા આકાશમાં સામાજિક સંદર્ભે', 'પ્રેમચંદની વાર્તાઓમાં ગ્રામીણ જીવન', 'આંગળિયાત નવલકથા-સામાજિક સંદર્ભે' વગેરે અભ્યાસો પણ થયા છે.

ડૉ. ચંદ્રકાન્ત બ્રહ્મભટ્ટે 'આત્મકથાઓમાં પ્રતિબિંબિત ગુજરાતનું સમાજજીવન' (વર્ષ : ૧૯૦૧ થી ૧૯૫૦) (ઇન્દુલાલ યાજ્ઞિક, શારદાબહેન મહેતા, સુમંત મહેતા અને દિનકર મહેતાની આત્મકથાઓના સંદર્ભોમાં) શીર્ષક હેઠળ પીએચ.ડી. શોધનિબંધ રજૂ કર્યો છે. જેમાં ૧૯૦૧ થી ૧૯૫૦ ના ગુજરાતના સમાજનું વિહંગાવલોકન આત્મકથાઓના માધ્યમથી રજૂ કરવામાં આવ્યું છે. ગુજરાતના સમાજજીવન પર મહાત્મા ગાંધીના વિચારોનો પ્રભાવ, જ્ઞાતિ વ્યવસ્થાનું બદલાતું સ્વરૂપ, ગુજરાતમાં વિકસેલી સામાજિક સુધારણાની પ્રવૃત્તિઓ વગેરેનું વિશ્લેષણ કરવામાં આવ્યું છે.

તાજેતરમાં 'નારીપ્રધાન ગુજરાતી નવલકથાઓમાં સ્ત્રીઓનું સ્થાન' (વર્ષ : ૧૯૫૧ થી ૨૦૦૦ ના સંદર્ભમાં) શીર્ષક હેઠળ ડૉ. પલ્લવિકા ભટ્ટે પીએચ.ડી. અભ્યાસ રજૂ કર્યો. જેમાં 'તરણા ઓથે ડુંગર', 'કાદમ્બરીની માં', 'કૂવો', 'આંગળિયાત' વગેરે નવલકથાઓમાં સમય, ગ્રામીણ શહેરી પરિપ્રેક્ષ્ય, શિક્ષણ વગેરે સંદર્ભે સ્ત્રીના દરજ્જાનું વિશ્લેષણ કરવામાં આવ્યું.

'સાહિત્ય : માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને ઈતિહાસ સંદર્ભે' ડૉ. નરેશ શુક્લ સંપાદિત પ્રસ્તુત પુસ્તકમાં બીજા વિભાગમાં સાહિત્ય અને સમાજ અંગેના લેખો રજૂ થયા છે. જેમાં 'મિશેલ ફૂકો', સમાજવિજ્ઞાન અને સાહિત્ય' શીર્ષક હેઠળ ડૉ. દિલીપ ચારણે સાહિત્ય અને સમાજની સૈધ્ધાંતિક છણાવટ કરી છે. ફૂકો પોતાના જીવનના અંત ભાગમાં 'Technologies of the self' (Fouculf, 1988) માં શાસિતપણામાંથી મુક્તિ કઈ રીતે પ્રાપ્ત થાય તેની શોધ કરે છે. અહીં મુખ્ય પ્રશ્ન 'સ્વ'ને સર્વઘેરણમાંથી મુક્ત કરવાનો પ્રયત્ન કરે છે. આ પ્રયત્ન સમાજવિજ્ઞાનોએ, માનવવિદ્યાઓએ અને સાહિત્યએ કરવો જોઈએ. આમ, માનવ અસ્તિત્વના લોપની વ્યવસ્થા દર્શાવવાની સાથોસાથ સ્વસર્જનની પ્રક્રિયા એ ફૂકોના ચિંતનનું હાર્દ છે.

GAP भाषा
A MULTILINGUAL JOURNAL OF RESEARCH
( ISSN – 2582-8770 )
Globally peer-reviewed and open access journal.

## આત્મકથાઓમાં ગુજરાત

આત્મકથા – સ્ટારો બીન્સકીના મતે આત્મકથાની કોઈ ચોક્કસ લાક્ષણિકતાઓ ન કહી શકાય. માત્ર કેટલીક શરતો હોઈ શકે.

ધ ઓક્સફર્ડ ઇંગ્લિશ અનુસાર 'Autobiography' એટલે (1) The Writing of one's own History' (2) The Story of one's own life written by himself (Vol-I Pg.573) એટલે કે વ્યક્તિએ પોતાના જીવન અંગેનો પોતે લખેલો કહેવાય. પોતાના જીવન ઇતિહાસની અભિવ્યક્તિ એટલે આત્મકથા એમ કહી શકાય.

ગુજરાતીમાં આધુનિક સંજ્ઞાકોશમાં આત્મકથાના સ્વરૂપનો પરિચય આપતા જણાવાયું છે કે "વ્યક્તિએ પોતે લખેલી પોતાની જીવનકથા તે આત્મકથા."

## નર્મદ – 'મારી હકીકત'

નર્મદ – 'મારી હકીકત' ની પ્રસ્તાવનામાં જણાવે છે કે "આ હકીકત લખું છું તે કોઈના માટે નહિ, પણ મારે જ માટે – મારે માટે પણ તે ઓળખાવાને નહિ (ઓળખાઈ ચૂક્યો છું) દ્રવ્ય પદવી મેળવવાને નહિ પણ ભૂતનું જોઈ ભવિષ્યમાં ઉત્તેજના મળ્યાં કરે તેને માટે."

અહીં નર્મદ પોતાની આત્મકથા લખવાનો હેતુ સ્પષ્ટ કરે છે. સામાજીકરણની સતત ચાલતી પ્રક્રિયા દરમ્યાન વ્યક્તિ, કુટુંબ, લગ્ન, ધર્મ, શિક્ષણ વગેરે જેવી સંસ્થાઓની સાથે-સાથે પોતાના અગાઉના અનુભવોને આધારે વ્યક્તિ વધુ ઘડાય છે. સમાજલક્ષી મનોવિજ્ઞાનના પ્રેરણા, ઉદ્દીપક વગેરે ખ્યાલો અહીં જોડી શકાય.

'તો પણ, આ હકીકતમાં જે લખવનું ઘટતું નહિ જ વિચારૂ તે તો હું નહિ જ લખું, પણ જે જે લખીશ તે તો મારી જાણ પરમાણે સાચે સાચું જ લખીશ, પછી તે મારૂ સારૂં હોય કે નરસું હો, લોકોને પસંદ પડો કે ન પડો." અહીં સાહિત્ય માત્ર મનોરંજન કે નવરાશની પ્રવૃત્તિ છે એ વાતનો છેદ ઉડે છે અને સત્યને વળગી રહેવાનું વલણ જોવા મળે છે. અહીં નર્મદે લોક સ્વીકૃતિ કરતા સત્યને પસંદ કર્યું છે જે એમની નીડરતા વ્યક્ત કરે છે અને આ નીડરતા પાછળ તેમનો સામાજિક પરિવેશ મહત્વનો છે. (સમય, કુટુંબ, માતા-પિતાનું શિક્ષણ, અંગ્રેજી કેળવણી, મિત્રજૂથ વગેરે.)

પિતા લાલશંકરનો પરિચય આપતા નર્મદ જણાવે છે કે "વિદ્યાબ્યાસ કરવા માંડ્યા તે ૧૭ વરસ સુધી – દરમિયાનમાં એક બે આઠ ઋગ્વેદ સંહિતા, ત્રણ વૃત્તિ સારસ્વત ચાર સર્ગ રઘુવંશના, એક સર્ગ કુમારસંભવનો અને સ્ત્રીપ્રત્યય સુધી કૌમુદી એટલું શીખ્યા ને પોતાના બાપ જે લહિયાનું કામ કરતા તે પ્રમાણે એ પણ લખતા શીખ્યા." ઉદ્યોગમાં લાલશંકર જેવો કોઈ ગુજરાતી તો મારા જોવામાં આવ્યો નથી. એ ચાર વાગતે નિત ઊઠતા. ઊઠીને લોકોના છાપખાનાનું લખવા બેસતા તે નવ વાગતા સુધી- એ દરમિયાનમાં મારી મા રસોઈ તૈયાર કરતી. તે જમીને બરાબર દશ વાગતે ઊતાવળી ચાલતી ૧ મૈલ ચાલી અદાલત જતા. ઓફિસમાં ૬ વાગતા સુધી છાપાનું લખતા, પછી જમતા, પછી કલ્લાકેક ફુરસદમાં ગાળી પાછા લખવા બેસતા તે ૧૧ ૧૨ વાગ્યા લગી. જો કે છાપાનું લખવાનું સાવચેતીને ધીરજનું છે તો પણ પોતે મળવા આવે તેની સાથે અને મારી મા તથા મારી સાથે વાતો કરતા."

ઉપરોક્ત વર્ણનથી એ સમયનું (૧૮૫૪ આસપાસનું) કૌટુંબિક જીવન લોકોનું દૈનિક જીવન વગેરેની ઝાંખી કરાવે છે. સાથે-સાતેહ નર્મદનો ઉછેર કેવા કૌટુંબિક વાતાવરણમાં થયો છે તે પણ જાણવા મળે છે. એટલે કે સામાજિક સંસ્થાઓનું વ્યક્તિના ઘડતરમાં વિશિષ્ટ યોગદાન છે તે ફલિત થાય છે. ડૉ. વિદ્યુત જોષીએ પણ ડૉ. ગૌરાંગ જાની વિદાય કાર્યક્રમમાં પોતાના વ્યક્તવ્યમાં આ બાબતને સમર્થન આપ્યું છે.

નર્મદ પોતાની માતા નવદુર્ગાના પરિચયમાં જણાવે છે કે "એ ઘરકામમાં કુશળ, સુઘડ, ઉદ્યોગી, કરકસર સમજનારી ને સંતોષી હતી. એને લખતા-વાંચતા, ભરતા, સીવતાં ને ગીત ગાતાં સારૂ આવડતું. સ્વભાવ ગરીબ અને મળતાવડો હતો. પણ મને ધાકમાં બહુ રાખતી." અહીં સ્પષ્ટ થાય છે કે નાગર બ્રાહ્મણ જ્ઞાતિની સ્ત્રીઓમાં એ સમયે પણ શિક્ષણ અને ભારત, ગૂન્થાન જેવી આવડતો હતી. નર્મદે સામાજિક સુધારામાં સ્ત્રીઓને કેન્દ્રમાં રાખી છે તેના મૂળ અહીં પડેલા છે એમ કહી શકાય.

'કલમને ખોળે'માં નર્મદ જણાવે છે કે "એ પાંચ મહિનામાં મારી હાલત આ પ્રમાણે હતી – એક પાસથી વિદ્યા, અધિકારથી પ્રસિદ્ધ ક્યારે પામીશ એનો વિચાર જોસમાં ચાલતો- કાયદા શીખી વકીલની પરીક્ષા આપવી ધરતો: ભભકો કરવાને મામલતદાર થવું ધરતો, સંસ્કૃત, ફારસી, અંગ્રેજી, ઉરદૂ, હિંદવી, મરેઠી વગેરે ઘણીએક ભાષાઓ શીખી સર વિલીયન જોન્સની પેઠે લિંગવિસ્ટ થવું ધરતો. કૉલેજમાં જવું ધરતો." અહીં નર્મદના વર્ણનમાં એ સમય યુવાનોની મૂંઝવણ વ્યક્ત થાય છે. તેને આજના યુવાનોની મૂંઝવણ સાથે જોડી સમયના સંદર્ભમાં તુલના કરી શકાય.

"પછી એક દહાડો જોસ્સામાં મેં મારે સાસરે કહેવડાવ્યું કે જન્માક્ષર પાછા આપો. તેઓએ જવાબ આપ્યો કે તે તો બાલી નાખ્યા છ અને એ રાતે મેં વિવાહ ફોક કર્યો. નાગરી ન્યાતમાં એવું કામ થોડા જ જણ કરે છે કેમ કે કન્યાના તોટા... ૧૯૧૨ ના વૈશાખમાં મારા લગન થયા. લગનમાં મેં ઘોડે બેસવાની ના કહી હતી પણ મારા બાપાના આગ્રહથી મારે બેસવું પધ્ય હતું; પણ સજવના કાળા ઘોડા પર બેઠો હતો. તેમ કર દાખલ તડને નોતરે જમાડવાને બદલે આખી ન્યાતને પરચૂરણ નોતરાથી જમાડવાની મેં ઘણી હઠ હારી હતી. પણ તેમાં પણ મારૂ ફાવ્યું નહોતું." અહીં જ્ઞાતિની મજબૂત પકડ, જ્ઞાતિના રિવાજો, લગ્નમાં ફરજીયાત ઘોડા પર બેસવું વગેરે રિવાજોની સાથે-સાથે અસમાન જાતિપ્રમાણ તરફ પણ નર્મદે ધ્યાન દોર્યું છે એટલે કે એ સમયે નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં છોકરીઓની સંખ્યા ઓછી હશે એમ કહી શકાય."

સ્ત્રી સ્વાતંત્ર્યના સંદર્ભમાં નર્મદ જણાવે છે કે "જે દાસપણું આપણા લોકોએ સ્ત્રીઓને આપ્યું છે, તેમાંથી તેઓએ છોડાવવાને હાલમાં વિદ્વાનો વાણીથી ને લખાણથી મહેનત કરે છે, પણ જ્યાં સુધી પુરૂષો પોતાના સંબંધવાળી સ્ત્રીઓને વ્યવહારમાં યોગ્ય છૂટ નહિ આપે અને સર્વ સ્ત્રીઓ પોતાની મેળે યોગ્ય છૂટ નહિ લે ત્યાં સુધી આપણા દેશની સ્ત્રીઓની સ્થિતિ સુધરવાની નથી." અહીં નર્મદે ઉદારમતવાદી અને ઉદ્દામમતવાદી નારીવાદી દ્રષ્ટિબિંદુને વ્યક્ત કર્યા છે. સુધારાની શરૂઆત પોતાના ઘરથી કરવી એવો સંદેશ આપ્યો છે જે આજે પણ એટલો જ મહત્વનો છે.

પત્ની ડાહીગૌરી સાથેના સંબંધોની રજૂઆતમાં પતિ-પત્ની વચ્ચેના સંબંધો તથા એ સમયે પત્ની તરીકે ડાહીગૌરીની ભૂમિકા સ્પષ્ટ થાય છે. નર્મદ ડાહીગૌરીને પોતાની સાથે મુંબઈ લઇ ગયા ન હતા અને અન્ય વિધવા સ્ત્રી સુભદ્રા (નર્મદાગૌરી) સાથે પુન:લગ્ન કર્યા હતા. નર્મદના આ લગ્ન સુધારકોએ કેવળ પ્રચારક નહીં પણ અમલમાં મૂકનાર વીર નર્મદ તરીકે બિરદાવ્યો. ડાહીગૌરીને મુંબઈ બોલાવ્યા અને તેમની સમક્ષ નર્મદે કેટલીક શરતો રજૂ કરી.

૧. સ્વતંત્ર રહેવું, આપણા ઘરમાં નહીં, જુદાં ભાડાના ઘરમાં કોટડીઓ રાખીને મુંબઈ, સુરત કે ઈચ્છામાં આવે ત્યાં, તે હાલમાં મારી સ્થિતિ સારી થાય ત્યાં સુધી હું મહીને ૫ કે ૭ રૂપિયા મોકલ્યાં કરીશ. પછી વધારે.
૨. કોઈના આશ્રયમાં જી રહેવું ને રૂ.૫ કે ૭ મોકલ્યા કરીશ.
૩. મારા ખુંદ્યા ખમવા ને દુ:ખ પામતા પણ મારી જ સાથે રહેવું.

ડાહીગૌરી ખુંદ્યા ખમવાની છેલ્લી શરત માનવા તૈયાર થાય છે અને નર્મદ ને પૂછે છે "હું મારા મન સાથે કોઈ રીતનો વૈરાગ રાખવા ઈચ્છું, તો તેના પર મારી સત્તા ખરી કે નહીં?"

નર્મદ- વૈરાગનો પ્રકાર જાની લીધે કહેવાય ને જ્યારે ખુંદ્યા ખમવાની કબૂલાત છે તો તારે કોઈ પણ વાતે તારી પોતાની સત્તા રાખવાની ઈચ્છા કરાવી એ વળી શું?

ડાહીગૌરી- "મારાં મન થકી હું કોઈપણ પ્રકારના નિયમથી રહેવા માંગું તો નથી ધારતી કે તેમાં તમને અડચણ જેવું હોય."

નર્મદ- "તું જે નિયમ પાળવાને ઈચ્છે તે કહી જણાવવાને તુને રાજા છે, પણ અમલમાં આણવાને તો મારી પ્રસન્નતા ને આજ્ઞા હોય તો જ તારાથી તે નિયમ પળાય. તું કહીશ ખરી કે ફલાણું વ્રત કરૂં, પણ હું રાજી હોઉં ને આજ્ઞા આપું તો જ તારે વ્રત પાળવું બાકી નહીં."

ઉપરના સંવાદોમાં સુધારા યુગમાં શિક્ષિત બ્રાહમણ સ્ત્રીઓનું સ્થાન ડાહીગૌરીના પાત્ર દ્વારા વ્યક્ત થાય છે. સ્ત્રીસ્વાતંત્ર્યનો હિમાયતી, વિધવા પુન:લગ્નને આવકારતો નર્મદ પોતાની પત્ની સાથે જે વ્યવહાર કરે છે તેમાં પિતૃસત્તાક, પુરૂષપ્રધાન સમાજની પ્રતીતિ થાય છે. એ રીતે સ્ત્રીને પોતાની મિલકત, તાબેદાર ગણવાનો પતિનો અધિકાર હતો અને સ્ત્રીને વિરોધ કરવાનો અધિકાર પણ ન હતો. એટલે પુરૂષો માટેના નૈતિક મૂલ્યો, વ્યવહાર, સંપૂર્ણ મનસ્વી હતા. જ્યારે સ્ત્રીઓ માટેના મૂલ્યો પુરૂષોએ પોતાને લાભ માટે તૈયાર કર્યા હતા અને એને માત્ર એનું જ પાલન કરવાનું રહેતું.

નર્મદે પોતાના કૌટુંબિક જીવનનું બહુ અંગત કહી શકાય એવું સત્ય ખૂબ જ પ્રામાણિકપણે રજૂ કર્યું છે એ એમની સાહિત્ય નિષ્ઠા વ્યક્ત કરે છે. આ સંદર્ભે રામનારાયણ વિ. પાઠકનું વિધાન ખરેખર યથાર્થ છે. "મહાન લેખક હંમેશા અચૂકપણે પોતાના વિષયથી ભરપૂર હશે, કલાથી નહિ. વધુમાં વધુ ગંભીર સાહિત્યથી લઇ, હલવામાં હળવા સાહિત્યમાં અનિવાર્ય સૌંદર્ય તો ફક્ત એક જ છે : સત્ય."

## ગુજરાતી નવલકથાઓ અને વાર્તાઓમાં ગુજરાત

**વળામણાં :**

'વળામણાં' સમર્થ લેખક શ્રી પન્નાલાલ પટેલની જાણીતી નવલકથા છે. શ્રી ઝવેરચંદ મેઘાણીએ આખી રાત જાગી વળામણાં એક જ બેઠકે વાંચેલી અને તેની પ્રતિક્રિયારૂપે તેમણે ઉમાશંકર જોશીને પત્રમાં જણાવ્યું કે, " પન્નાલાલનું 'વળામણાં' હમણાં જ પૂરું કર્યું ને મારી આંખોમાં આંસુ થમતા નથી." 'વળામણાં' ગ્રામીણ પરિવેશ પર આધારિત નવલકથા છે. જે મનોરમુખી, ઝમકુ, જમના, અંબા વગેરે પત્રોની આસપાસ ફરે છે.

"શિયાળાની રાતના આઠેકનો સુમાર છે. ઠંડીનો એટલો બધો ચમકારો છે કે સહુ કોઈ પોતપોતાના ઘેર જ, કોઈ ચોપાડમાં લાગતા તાપણાએ તો કોઈ ચૂલા આગળ બેસીને ટાઢ ઉડાડી રહ્યા છે. ખેતરે સૂવા જનારા પણ વેળાસર રવાના થઇ ગયા છે... આખા ગામમાં મોડામાં મોડા જમનાર, મનોરદા મુખી પણ જામી ઊઠ્યા." નવલકથાના પ્રારંભની આ રજૂઆત ગ્રામસમુદાયનું ચિત્ર ખડુ કરે છે. સાથે-સાથે ગામનો મુખી કે જે ગામનો વડીલ કહેવાય તે સૌથી મોડો જમે છે એ વર્ણન દ્વારા ગ્રામીણ નેતાગીરીની રજૂઆત કરી છે.

આવી ઠંડીમાં મોતી એમને બોલાવા આવે છે ત્યારે જે ત્વરાથી મનોર મુખી જવા માટે તૈયાર થાય છે અને અંબા સુથારણના ઘરે જવા બદલે વાતનું મૂળ જાણવા બેચર સુથારને ત્યાં જાય છે અને પોતે આગળ શું કરવું તે નક્કી કરી લે છે. અહીં સામાજિક પ્રશ્નોની ગૂંચમાં ગામના મુખી (નેતા) નું મનોવિશ્લેષણ વ્યક્ત થાય છે.

બહેચરની મા ગભરાયેલા અને ગળગળા અવાજે બોલી : "પણ ત્યારે કરવું શું? અભાગણીએ ન કરવાનું કરતે તો કર્યું પણ એનું હવે રણીધણી કુણ, મનોરભાઈ! પેટની દીકરીને મરાઠી શી રીતે કે'વાય કે ઘરમાં નંઈ- મનોરદા વચ્ચે બોલ્યા- "જો સાંભળ લ્યા બે'ચર, હજુય જો મારૂં કહ્યું માનો તો એમને અહીંથી વેગળી કરીદો... પણ મને તો ગામનું નાક વઢાય તેની વધારે પડી છે. જો મુદ્દામાલ હાથ આવ્યો તો પછી તારી નાત તને છોડશે કે? એ તો તને એક જ સવાલમાં પકડશેઃ તે એને ઘરમાં ઘાલી કોની રજાથી? અહીં રૂઢીચુસ્ત ગ્રામીણ સમાજમાં જ્ઞાતિપંચની મજબૂત પકડનું વર્ણન છે. જ્ઞાતિ, ગામના લોકોના ડરથી પોતાની દીકરી (ઝમકુ જેને પોતાના પતિ) ને કાઢી મૂકી છે અને હવે તે પોતાના પિયર પાછી આવી છે) ને પોતાના ઘરમાં રાખી શકતા નથી.

મનોર મુખી ઝમકુને ગામની પાછળના ભાગે જંગલમાં આવેલા મહાદેવે મૂકવા જાય છે ત્યારે ગામના ખેતરોને સેઢે બીતા-બીતા ચાલે છે અને સીમ પૂરી કરી નદીનો ઢાળ ઉતરી જંગલમાં પ્રવેશે છે પણ એમાં એમને કોઈ બીક નથી. "આ ઘડીએ મનોરદાએ કે ઝમકુએ સે'જ વિચાર કર્યો હોત તો સમજી શકત કે માણસ જાતને વધારેમાં વધારે બીક હોય- એના પ્રત્યે વધારેમાં વધારે ક્રૂર હોય તો તે માણસ જ છે." અહીં માનવ સ્વભાવ અને માનવસમાજનું સૂક્ષ્મ વિશ્લેષણ રજૂ થયું છે.

ઝમકુને ઠેકાણે પાડવા (વેચવા) મનોરદા અમદાવાદ આવે છે અને ગામના અમરસિંહ સાથે ઝમકુનો ૬૦૦ રૂપિયામાં સોદો નક્કી કરે છે. એ કહે છે "આ ડોહા દેખાય છે આવા પણ કંઈક છોકરીઓના જીવ ઉગાર્યા છે, હો સાહેબ! ને એમની નાતમાં તો કંઈક વાંઢાને-બિચારાઓને બૈરી તો શું પણ બૈરીનું લૂગડું મળવાનાય સાંસા એવાના ઘર વસાવી આપ્યા છે." અહીં એ સમયે જુદી-જુદી જ્ઞાતિઓમાં 'દીકરી વેચવાનો ચાલ' હતો તે નજરે પડે છે. જ્ઞાતિના નિયમોનું ઉલ્લંઘન, ગામમાં પોતાનું ખરાબ લાગશે, જ્ઞાતિ બહાર મૂકી દેશે, બીજા બાળકોના લગ્ન નહિ થાય વગેરે જેવા ભયને કારણે કુટુબીજનો, વડીલો અજાણી જગ્યાએ દીકરીને વેચી દેતા અને એમાં પણ અમદાવાદ જેવા શહેરને વધુ પસંદ કરતા કારણ કે પોતાની ઓળખ છુપાવી શકાય. અહીં ગ્રામસમુદાયના નિકટવર્તી સંબંધો અને શહેરી સમુદાયના દૂરવર્તી સંબંધો જોઈ શકાય છે. મનોરમુખી ને ઝમકુ સાથે સીધો કોઈ સંબંધ નથી. માત્ર તે તેમના ગામની સુથાર જ્ઞાતિની દીકરી

છે છતાં મનથી તેઓ ઝમકુને કોઈ અજાણ્યાને સોંપવા તૈયાર નથી અને સામે પક્ષે અમરસિંહ પણ એ જ ગામનો છે પણ બે-ત્રણ પેઢીથી અમદાવાદમાં રહે છે તેને ઝમકુનો સોદો કરી કમાઈ લેવામાં રસ છે એને ઝમકુ પ્રત્યે કોઈ લાગણી નથી. અહીં 'નગરવાદ એક જીવનશૈલી' ના દર્શન થાય છે.

ઝમકુને ગામમાં પાછી લાવ્યા પછી એને ફરીથી લૂંગડા પેરાવા (મોતી સાથે પુન:વિવાહ) માટે 'બીજે દિવસે તો ચડ્યે ઘોડે આવી હોય એમ ઢોરા હડતામાં જ સુથારોની પાંચ મોત્યાને આંગણે આવતીકને ખડી થઇ ગઈ. નાગા બાવાઓની જમાત પેઠે એમનો પણ એક જ સવાલ હતો. : ક્યાં ગયો મોત્યો? બૈરું હુંપી દે નકર તારી ખેર નથી!"... "બામણે તો કાઢી મેલી'તી પટેલ, પણ ડા'પણ કરીને એનાં અહીં લૂગડાં પે'રાવ્યા છે! કેમ અમે કંઈ નથી જાણતા?... નાતનું છોકરું નાતમાં વરે ને?... એ પટેલ, તું તારા ઘરનો ડાહ્યો: ઊઠ અમારા પંચમાંથી, નકર જાણતો નંઈ હોય, હા!... પંચાતિયાનાય ઉપરવટ થઈને બોલો છો પણ યાદ રાખજો બેટમજી, જો એકએકને જેલમાં ન મોકલાવું તો વળી મુખીપણું ન'તું કર્યું હા... હા હા અમારે તો બીજી લાંબી ટૂંકી પંચાત જ નથી કરવી- અમારું મનેખ લાવો એટલે હેંડતા થઈએ.' અને વળી ઝમકુના ધણીએ ઉમેર્યું: 'સીધી રીતે નઈ ચાલો તો પછી જોય' જેવી થશે હાં. રાંડનો ચોટલો ઝાલીને ગામ વચ્ચેથી ન ખેંચી જઉં તો મારી જણનારી ભારે મારી'તી'... 'ઊંચી નાત એટલે કાંઈ પોતાની નાત કરતા મોટી થઇ ગઈ? એ બધું ડા'પણ નઈ ચાલે મનોરમુખી.'

ઉપરના સંવાદોમાં કુટુંબ પર જ્ઞાતિની પકડ, ખાંપ પંચાયતોનો પ્રભાવ વ્યક્ત કરે છે. એ સમયના ગુજરાતના (૧૯૪૦ આસપાસ) ગામડાઓમાં ખાપ પંચાયતોનો વિશેષ પ્રભાવ હતો તેનું ચિત્ર અહીં પ્રતિબિંબિત થાય છે.

'બીજાનાં આંસુ જોઇને હસવું આવે છે એને રાવણના કુળનો જ માનવો ભગવાને..." મંદિરના મહારાજનો આ સંવાદ બોધપાઠની સાથે-સાથે માનવીય સંવેદના રજૂ કરે છે. સમાજના ધોરણો, રિવાજો, સંસ્થાઓ, સમસ્યાઓ બધું જ વ્યક્તિ અને સમાજ સાથે જોડાયેલું છે પરંતુ માનવીય પ્રશ્નોના ઉકેલમાં છેવટે સંમસંવેદના જ કામ કરી જાય છે. અહીં ઝવેરચંદ મેઘાણીએ આપેલી સાહિત્યની વ્યાખ્યા યથાર્થ લાગુ પડે છે- 'કેવળ પલાળે નહીં, પખાળે તે સાહિત્ય.'

**ગુજરાતી વાર્તાઓ** :

ગુજરાતી વાર્તા ટૂંકી પરંતુ માર્મિક રીતે માનવસંવેદનાઓને વ્યક્ત કરે છે. અહીં ૨૦૧૦ થી ૨૦૧૬ માં લખાયેલી કેટલીક વાર્તાઓની રજૂઆત છે.

રામ મોરી ની વાર્તા 'એકવીસમુ ટિફિન' નગરજીવન સાથે સંકળાયેલી વાર્તા. નગરમાં કૌટુંબિક સંબંધોનું બદલાતું સ્વરૂપ રજૂ કરવામાં આવ્યું છે. "મમ્મી પ્લીઝ ડોન્ટ કોલ મી નીતુ... યુ નો વ્હોટ માય નેમ ઈઝ નિતલ. તને ભૂલવાની આદત છે, પણ એની સાબિતી વારંવાર આપવાની કોઇ જરૂર નથી... એન્ડ મોમ લિસન, આ તારા ઓર્થોડોક્સ થિન્કીંગ્સ તારા ટિફિન્સના વધેલા એંઠવાડની જેમ ફેંકી દે." અહીં ઓછુ ભણેલી માતા ઉચ્ચશિક્ષિત દીકરી જે નગરજીવનના રંગે રંગાયેલી છે તે બે વચ્ચેનો સંવાદ છે. નાયિકા પોતાના પતિને આર્થિક રીતે મદદરૂપ થવા રોજના વીસ ટિફિન બનાવે છે અને બદલામાં "ઓહ સ્ટોપ ઈટ મોમ. તું શું એમ કહેવા માંગે છે કે પપ્પા એમની જવાબદારીથી દૂર ભાગે છે? એમણે તારા પર ધ્યાન નથી આપ્યું? એ તને પ્રેમ તો કરે જ છે. આ ઘર આપ્યુ, ખાવાનું આપી શકે છે, પહેરવાના કપડાં આપી શકે છે, સાથે રહીને સેફટી આપે છે..." એની કદર આ રીતે કરવામાં આવે છે. અહીં કદાચ આપણને દીકરીની ભાષામાં થોડી વધુ તોછડાઈ લાગે પણ જો ગુજરાતના શહેરી કુટુંબોનો ગહન અભ્યાસ કરવામાં આવે તો આ પ્રકારની હકીકતો સામે આવી શકે.

"નાનપણથી ઘરમાં મેં એક રૂટિન જોયું છે. પપ્પા, તો સતત વ્યસ્ત ફોન, અડધી પિવાયેલી સિગારેટ, વ્હાઈટ ગંજી અને બ્લૂ લુંગી, ટી.વી. પરના માર્કેટનો હિસાબ દુકાન, જમતા-જમતા વ્યવસ્ત રહેલી દલાલી, રાત્રે મોડેથી પાછા ફરતા થાકેલા શેર્સ... ને મારી મમ્મી સવાર-સાંજ બે ટાઈમ વીસ ટિફિન તૈયાર કરતુ ફૂકર જાણે, દિવસનો ત્રીજો ભાગ રસોડામાં શરૂ થાય અને રસોડામાં પૂરો." અહીં માધ્યમવર્ગીય શહેરી 'રૂટિન' જીવનની વાત છે જેમાં સંબંધોમાં કૃત્રિમતા વધુ છે.

શહેરી કૌટુંબિક જીવનની સાથે-સાથે ગારીય યુવામાનસ પણ વ્યક્ત થાય છે. "ફોર્મલ બોડીટાઈટ પર્પલ પાર્ટીવેર શર્ટ અને બ્લેક પેન્ટ, વ્યવસ્થિત ઓળેલા વાળ, હાથમાં બાંધેલ ઘડિયાળ, માંજરી આંખ, મોટું કપાળ, માપસર નાક, ઉપર

પતલો અને નીચે તેનાથી સાઈઝમાં થોડો મોટો હોઠ, સ્માઈલિંગ ટાઈમે લાઈનસર ગોઠવાયેલા દાંત, સ્પામાંથી હમણાં જ નીકળ્યો હોય એવી ચમકતી સ્કિન, પૂરું પાંચ ફૂટ અને છ ઇંચનું પરફેક્ટ મેરેજ મટિરિયલ." અહીં યુવાન કોલેજીયન યુવતી કોઈ અજાણ્યા યુવકને કેવી રીતે જોવે છે એ બદલાતી યુવાપેઢીનું પ્રતિબિંબ રજૂ કરે છે એમ કહી શકાય.

"મમ્મીને જડમૂળથી બદલાવી શકે છે, હસાવી શકે છે અને વર્ષોથી અમે સાથે રહેતા હોવા છતાં કશું જ નહોતું કરી શક્યા..." અહીં સંતાનોને એમની ઈચ્છા મુજબના માતા-પિતા જોઈએ છે. સાથે સાથે રૂટિનથી યંત્રવત બની ગયેલી આધેડ માતાનો દરજ્જો રજૂ થાય છે.

છાયા ત્રિવેદીની વાર્તા 'રૂપિયા બસ્સો પંચાવન'માં કૌટુંબિક જીવનની સાથે-સાથે કુટુંબમાં વૃદ્ધોના સ્થાનનું વર્ણન છે. એક અંદાજ પ્રમાણે માત્ર અમદાવાદમાં ૫૦ થી વધુ વૃદ્ધાશ્રમો છેલ્લા બે દાયકામાં નોંધાયા છે. Gerontology જેનો અભ્યાસ કરે છે તેને આં વાર્તા સાથે સાંકળી શકાય. "જો નાનું બાને રાખવાનો વારો મારો હતો ને માંદા પડ્યા. હવે તું સંભાળ, આમ પણ કાલથી તારો વારો જ શરૂ થાય છે... અ તો તું નહોતો અને સિસ્ટર મને પ્રિસ્કિપ્શન પકડાવી ગયાં તો દવા લઇ આવ્યો. લે આ બીલ. ૨૫૫ રૂપિયા થાય છે. મને આપી દેજે." અહીં વૃદ્ધ માતા ને બે ભાઈ વારા કાઢીને રાખે છે અને ૨૫૫ જેટલી નાની રકમનો પણ હિસાબ રાખે છે. અહીં બદલાતા સંબંધોની સાથે સાથે વૃદ્ધોની દયાજનક સ્થિતિનું વર્ણન છે જે આજના સમાજની વાસ્તવિકતા છે. ડૉ. ભાનુબેન કાપડિયાએ વૃદ્ધાશ્રમોનો અભ્યાસ કર્યો તેમાં પણ આ બાબતને સમર્થન મળ્યું છે. "તે ૫૦ હાજર ઉપડેલા એનો હિસાબ આપજે અને મારા ૨૫૫ રૂપિયા આપી દે. યાદ રાખજે કે પેન્શનમાં મારો પણ હક છે. દર મહિને મને હિસાબનો ઈ-મેઈલ કરી દેજે. અને હા, હવે બા વિશે અમને કાંઈ જણાવવું નહીં." આ પ્રકારની માનસિકતા ધરાવતા માતા-પિતાનો દીકરો મોટો ઓફિસર બન્યા પછી પોતાના માતા-પિતા નહીં પણ વૃદ્ધાશ્રમમાં રહેતા પોતાના દાદીને પોતાની સાથે રહેવા લઇ જાય છે ત્યારે પિતાના શબ્દો... "લાડસાહેબ છકી ગયા છે. મા-બાપ પ્રત્યેની ફરજ ક્યાંથી યાદ આવે? અહીં ત્રણ પેઢી વચ્ચેના પરિવર્તન પામતા સંબંધો વ્યક્ત થાય છે."

હિમાંશી શેલતની વાર્તા 'સાતમાં આસમાનની ભોંય'માં સોશ્યલ મીડિયાની યુવાનો પર અસર Virtual Life અને વાસ્તવિક જીવનની રજૂઆત કરવામાં આવી છે. મોબાઈલ, ટી.વી., વેબસીરીઝ, ગેમ્સ વગેરેને કારણે કૃત્રિમ જીવન અને વાસ્તવિક જીવન વચ્ચેનો તફાવત યુવાનો સમજી શકતા નથી. એમને પડદા પરની દુનિયા સાચી લાગે છે એવી વાર્તામાં રજૂઆત છે જે આજના યુવા માણસનું પ્રતિબિંબ પાડે છે. વાર્તાના અંતમા નાયકના શબ્દો "તે જ કહ્યું છે આ. હવે યાદ કર. મેં પણ પ્રપોઝ કર્યું, તને વીંટી પહેરાવી, ગુલાબ આપ્યા, હાથમાં હાથ લીધો. એકેય વખત તારી આંખ હરખથી છાલકાયેલી જોવા ન મળી. સો આઈ વોઝ જસ્ટ થિન્કિંગ કે આ સાલુ છે શું? સાચોસાચ અને નક્કર ઘટનાનું, અભિનય ન કરતો હોય તેવા માણસનું મૂલ્ય, પેલી આખેઆખી ઉપજાવી કાઢેલી ઘટનાની સરખામણીમાં કેટલું? બસ આ ગૂંચમાં પડ્યો છું. અહીં આવ્યો ત્યારનો..." અહીં નાયકની ગૂંચ ખરેખર સમાજની વાસ્તવિકતા છે અને સમાજવિજ્ઞાનીઓ માટે પડકાર પણ છે. યુવામાનસને ખરા અર્થમાં ઓળખવાની તાતી જરૂર છે.

કિરીટ દૂધાતની વાર્તા 'બાયુ' માં સૌરાષ્ટ્રના ગ્રામીણ સમાજનું ચિત્રણ છે. બાળપણમાં નક્કી થયેલા સગપણ, ત્યાર બાદ યુવકની શરત, કુટુંબની બધી સ્ત્રીઓ અને ખુદ યુવતીની ઈચ્છા વિરૂદ્ધ ઘરના પુરૂષો નિર્ણય લઇ લે છે અને યુવતી પર થોપી દે છે. દા.ત. "હાળાં ડોબાનાં ડોબા જ ર્યા, કીધું કે હવે ખોટી લપ મેલો તોય માનતાં નથી, નૈ હમજે તો ક્યાંક ધઘલાવવાં પડશે..." પછી જકલમાંની આંખમાં આંસુ આવી ગયાં, એમણે મંજુને બાવડેથી પકડી ઉઠાડીને કહ્યું, "જા હવે નભ્ભાઈ, ના પાડ્યે શું વળવાનું છે? મંજુના ડૂસકા અને બળદના નિશ્વાસ સિવાય બધું શાંત હતું..."કાંક્ય પ્રશ્ન ઊભો થાય એટલે અક્કલથી કામ લેવાય, કાંય પાની સામું જોઇને ગાળ્યું બોલવા નો મંડાય, સમજ્યાં કે નૈ? પણ તમારી આગળ ડા'પણની વાતું કરીએ તોય શું અને નો કરીએ તો ય શું? સાવ પથ્થર ઉપર પાણી જ છે, માળાં હાળાં બૈરાં" આજે પણ અંતરિયાળ ગામડાઓમાં ક્યાંકને ક્યાંક આ પ્રકારની પરિસ્થિતિ જોવા મળે છે.

**ગાંધી રચિત સાહિત્યમાં ગુજરાત :**

ગાંધીજીએ તેમની રચનાઓ દ્વારા સમાજની વાસ્તવિકતાની સાથે-સાથે સમાજના દૂષણો અને આદર્શ સમાજજીવનની કલ્પના પણ રજૂ કરી છે. 'સત્યના પ્રયોગો', 'મારા સ્વપ્નનું ભારત', 'ગન્ધીજીએ લખેલા પત્રો', 'હિંદ સ્વરાજ' વગેરેમાં સમાજનું બોલતું ચિત્ર વ્યક્ત થાય છે.

“”"હિન્દુસ્તાનના ગામડાં દેશના કસબા ને શહેરોને જોઈએ એટલો બધો માલ પેદા કરીને પૂરો પાડતા અમારાં શહેરો પરદેશનાં માલના હાટ થઇ પડ્યાં ને પરદેશી સસ્તીને ભમરાળી ચીજો લાવીને ગામડામાં ઝીંકવા માંડી ને એ માટે ગામડાનું ધન શોષવા માંડ્યું ત્યારથી હિંદુસ્તાન ધનહીન ને દરિદ્ર બન્યું.“ અહીં ગાંધીજી ભારતના ગામડાઓ જે સ્વનિર્ભર હતા અને શહેરોની જરૂરિયાતો પૂરી કરવા પણ સક્ષમ હતા તેની રજૂઆત કરી છે. પરંતુ વિદેશી વસ્તુઓના ચલણને કારણે ગામડાઓ તૂટ્યા. વર્તમાન ગ્રામીણ અને ખેડૂતોની સમસ્યા સાથે આ બાબતને સંકલી શકાય. (મારા સ્વપ્નનું ભારત : ૧૯૬૩:૮૯)

"ગાંધીજીના મતે સ્ત્રીઓના અધિકારો વિષે હું જરાય પડતું મેલવા તૈયાર નથી. મારા મત પ્રમાણે કાયદાએ સ્ત્રી અને પુરૂષ વચ્ચે કોઈ જાતની અસમાનતા રાખવી ન જોઈએ. દીકરા અને દીકરી વચ્ચે કોઈ જાતનો ભેદભાવ ન હોવો જોઈએ." (મારા સ્વપ્નનું ભારત : ૧૯૬૩:૩૨૨) ગાંધીજીએ મહિલાઓના સર્વાંગી વિકાસ માટે અથાગ પ્રયત્નો કર્યા હતા. તેઓ જાણતા હતા કે ભારતીય રૂઢીચુસ્ત પિતૃસત્તાક સમાજમાં સ્ત્રીનો દરજ્જો સુધારવા કાયદા દ્વારા રક્ષણ જરૂરી છે. આજે મહિલાઓ માટે રાજકીય, શૈક્ષણિક અનામત, વિશાખા માર્ગદર્શિકા, ૧૮૧ હેલ્પલાઈન વગેરે સુરક્ષા પૂરી પાડવામાં આવી છે. આ જરૂરિયાતો તરફ ગાંધીજીએ અગાઉથી અંગુલિનિર્દેશ કર્યો છે. આઝાદીના સાત દાયકા બાદ આજે અસામાન-જાતિપ્રમાણ ને કારણે અનેક સમસ્યાઓ ઉભી થઇ છે. આ અંગેની ચેતવણી ગાંધીજીએ અગાઉથી આપેલી હતી.

"હું તો એમ માનું છું કે આપણે પહેલા મરદ છીએ અને પછી રઈઅત કાયદાને માન આપવાનો ગુણ કેળવવાની કશીએ જરૂર નથી. ખરાને માન આપવાની જરૂર હંમેશા છે. મારાથી એક ફરજ ધારણ કરી શકાય છે તે એ છે જે ખરું હોય તે જ મારે કરવું. કાયદાથી કોઈ દહાડો માણસ વધારે ન્યાયી થયેલો મેં જોયો નથી."

સમકાલીન ગુજરાતની સામાજિક પરિસ્થિતિ તપાસીએ તો આઝાદી પછી અનેક કાયદાઓ ઘડાયા છે, અમલમાં પણ આવ્યા છે. પરંતુ NCRB ના વાર્ષિક આંકડાઓમાં ગુનાઓનું પ્રમાણ વધતું જ જોવા મળ્યું છે. માત્ર કાયદાથી સમાજસુધારણા શક્ય નથી. વાસ્તવમાં એ સત્ય સાથે જોડાયેલી બાબત છે. ગાંધીજીએ ‘મારું જીવન એ જ મારી વાણી’ દ્વારા સત્યને જીવનના દરેક તબક્કે સ્વીકાર્યું છે, જે કોઈપણ સમાજના વિકાસનો મૂળ આધાર છે.

"અમદાવાદ ઉપર મારી નજર કરી હતી. હું ગુજરાતી હોવાથી ગુજરાતી ભાષા મારફતે દેશની વધારેમાં વધારે સેવા કરી શકીશ એમ માનતો હતો. અમદાવાદ પૂર્વે હાથવણાટનું મથક હોવાથી રેંટીયાનું કામ અહીં જ વધારે સારી રીતે થઇ શકશે એવી પણ માન્યતા હતી. ગુજરાતનું પાટનગર હોવાથી અહીના ધનાઢ્ય લોકો ધનની વધારે મદદ દઈ શકશે એ પણ આશા હતી." અહીં ગુજરાતીના નાતે ગાંધીજીએ અમદાવાદની આર્થિક અને સામાજિક તાસીર તથા મહાજન પરંપરા રજૂ કરી છે.

"આરંભકાળમાં જ અશ્પૃશ્યતાને આશ્રમમાં સ્થાન નથી જ એમ સાવ સ્પષ્ટ થઇ જવાથી, આશ્રમની મર્યાદા અંકાઈ ગઈ, ને તેનું કામ એ દિશામાં સરળ થઇ ગયું. આમ છતાં, આશ્રયને તેનું ખર્ચ, વધતું જતું હોવા છતાં, મુખ્ય ભાગે યુસ્ત ગણાતા હિંદુઓ તરફથી જ મળતું આવ્યું છે એ કદચ સ્પષ્ટ રીતે સૂચવે છે કે અસ્પૃષ્યતાની જડ સારી પેઠે હલી ગઈ છે. આના બીજા પુરાવા તો ઘણાયે છે જ. પણ અત્યંજની સાથે જ્યાં ખાવા સુધીના વહેવાર રાખવામાં આવે છે ત્યાં પણ પોતાને સનાતની માનતા હિંદુ મદદ આપે એ નજીવો પૂરાવો ન ગણાય." અહીં જ્ઞાતિનાં રૂઢિચુસ્ત બંધનો ગાંધીજીના પ્રયાસોને કારણે ઢીલા પડ્યા હતા અને અમદાવાદના લોકોએ આશ્રમને પૂરતો સહકાર આપ્યો હતો.

"ગુજરાતીઓને નવી વસ્તુમાં રસ સારી પેઠે આવતો હતો. તેઓ ધન લૂંટાવવા તૈયાર હતા. સત્યાગ્રહની લડત ધનથી નથી ચાલી શકતી. તેને ધનની ઓછામાં ઓછી આવશ્યકતા રહે છે, એ વાત તેમને ઝટ સમજવામાં નહોતી આવતી. રોકતા છતાં પણ મુંબઈના શેઠિયાઓએ જોઈએ તેના કરતા વધારે પૈસા આપ્યા હતા ને લડતને અંતે તેમાંથી કંઇક રકમ બચી હતી." ખેડા સત્યાગ્રહના સંદર્ભમાં ગાંધીજીએ ઉપરોક્ત રજૂઆત કરી ગુજરાતી પ્રજાની લાક્ષણિકતા વર્ણવી છે.

ખેડા સત્યાગ્રહના સંદર્ભમાં ગાંધીજી જણાવે છે ખે ખેડાની લડતથી ગુજરાતના ખેડૂત વર્ગની જાગૃતિનો, એની રાજ્યપ્રકરણી કેળવણીનો આરંભ થયો.... ગુજરાતના પ્રજાજીવનમાં નવું તેજ આવ્યું, નવો ઉત્સાહ રેડાયો. પાટીદારને પોતાની શક્તિનું જ્ઞાન થયું તે કદી ન ભૂલાયું. સહુ સમજ્યા કે પ્રજાની મુક્તિનો આધાર પોતાની ઉપર છે, ત્યાગશક્તિ ઉપર છે. સત્યાગ્રહે ખેડાની મારફતે ગુજરાતમાં જડ ઘાલી. ખેડા સત્યાગ્રહથી ગુજરાતમાં એક નવું નેતૃત્વ ઉભું થયું.

ખેડૂતો સંગઠિત બન્યા અને પાટીદાર જ્ઞાતિમાં આજે પણ જોવા મળતાં સંગઠનના મૂળ આ સત્યાગ્રહમાં પડેલા છે એમ કહી શકાય.

આમ, ૧૯૧૫ માં દક્ષીણ આફ્રિકાથી આવ્યા બાદ ગાંધીજીએ રહેણાંક અમદાવાદમાં રાખ્યો. ત્યારથી ૧૯૪૮ માં તેમના મૃત્યુ સુધીનો સમય ગાંધીયુગ તરીકે ઓળખાય છે. ૧૯૧૭ માં તેમને કોચરબ આશ્રમ સ્થાપ્યો ત્યારથી સમગ્ર દેશમાં ગુજરાત એક મહત્વના પ્રદેશ તરીકે પ્રસિદ્ધિ પામ્યું. આશ્રમની સ્થાપના, ખેડા સત્યાગ્રહ, બારડોલી સત્યાગ્રહ, અમદાવાદની મીલ કામદારોની હડતાલ, ખાદીવણાટ, દાંડીકૂચ, સૌરાષ્ટ્ર-કચ્છનો સત્યાગ્રહ, અસહકારની લડત વગેરેમાં ગુજરાતના સમાજજીવનની સ્પષ્ટ ઝાંખી મળે છે.

## ઉપસંહાર

આમ, સાહિત્યનું પ્રત્યેક સ્વરૂપ, ચાહે તે વાર્તા, નવલકથા, આત્મકથા, કવિતા, નિબંધ ગમે તે હોય તેમાં જે તે સમયના સમાજની ઝાંખી પ્રતિબિંબિત થાય છે. સાહિત્ય દ્વારા વ્યક્તિ પોતાની સંવેદનાઓ અભિવ્યક્ત કરે છે અને સર્જનનો આનંદ પણ મેળવે છે. એટલે કે સમાજની એક વ્યક્તિ તરીકે પોતે સમાજમાં જે જુએ છે (વાસ્તવિકતા) તે, પોતે તેમાં કેવા પરિવર્તનો ઈચ્છે છે તે, પોતે જે અનુભવેલ છે તે સાહિત્યના માધ્યમથી રજૂ કરે છે. વાર્તા, નવલકથાના વિષયવસ્તુની સાથે સાથે સર્જકનો સ્થળ-કાલ સંદર્ભ, કૌટુંબિક સંદર્ભ, શૈક્ષણિક સંદર્ભ, ગ્રામીણ-શહેરી પરિપ્રેક્ષ્ય પણ એટલા જ મહત્વના છે. એટલે કે આના મૂળમાં સમાજશાસ્ત્ર છે. સમાજશાસ્ત્રના વિદ્યાર્થીઓમાં પ્રમાણમાં સાહિત્ય વાંચવાનું વલણ ઓછું છે. (અપવાદરૂપ કિસ્સાને બાદ કરતા) એવા સમયે સાહિત્યના સામાજિક વિશ્લેષણ થકી ઘણા સમાંજ્શાત્રીય ખ્યાલો સમજાવી શકાય. દા.ત. ધર્મ, લગ્ન, કુટુંબ, શિક્ષણ, જ્ઞાતિ વગેરે સંસ્થાઓ, તેના કર્યો, તેનું મહત્વ વગેરે ઉપરાંત સામાજિક ધોરણો, નગર સમુદાય, ગ્રામીણ સમુદાય, સામાજિક બહિષ્કાર, સામાજિક સમાવેશન, જેન્ડર, સામાજિક સંબંધોનું સ્વરૂપ વગેરે સાહિત્યના અભ્યાસો થાકી સમાજશાસ્ત્રમાં સંખ્યાત્મકની સાથોસાથ ગુણાત્મક સંશોધનોને પણ વેગ મળશે.

## સંદર્ભ સાહિત્ય

જોષી વિદ્યુત, સાહિત્ય અને સમાજ, પાર્શ્વ પબ્લિકેશન, અમદાવાદ

શુક્લ નરેશ, સાહિત્ય : સમાજશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને ઈતિહાસ સંદર્ભે, ફ્લેમિંગો પબ્લિકેશન, અમદાવાદ.

ભટ્ટ વિશ્વનાથ મગનલાલ, નર્મદનું મંદિર : ગદ્ય વિભાગ, ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ

જોષી વિદ્યુત, બદલાયેલા સંદર્ભમાં લોકસાહિત્ય, સમાજકારણ, અંક-૨, જૂન-૨૦૧૨

પટેલ પ્રેમજી, ગુજરાતી આત્મકથાઓ અને..., પાર્શ્વ પબ્લિકેશન, અમદાવાદ, ૨૦૧૬

પરિષદ- પ્રમુખોનાં ભાષાનો, ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદ (૧૪ થી ૨૭), ૧૯૭૪

મહેતા શિરીન, ગુજરાતમાં નારીચેતના અને વંચિત મહિલાઓનો પડકાર, દર્શક ઈતિહાસ નિધિ, વડોદરા, ૨૦૧૯

ગાંધી મોહનદાસ કરમચંદ, સત્યના પ્રયોગો અથવા આત્મકથા, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૨૦૧૪

બક્ષી ચંદ્રકાંત, મહાત્મા અને ગાંધી, આર. આર. શેઠ એન્ડ કંપની, અમદાવાદ

ગાંધીજી (સંકલન-આર. કે. પ્રભુ), મારા સ્વપ્નનું ભારત, નવજીવન પ્રકાશન મંદિર, ૨૦૧૬

દેસાઈ કંદર્પ, ગુજરાતી નવલિકાચયન, ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદ

ત્રિવેદી પન્ના, ગુજરાતી નવલિકાચયન, ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદ, ૨૦૧૫

ઠાકોર દીવાન, ગુજરાતી નવલિકાચયન, ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદ, ૨૦૧૬

દૂધાત કિરીટ, બાપની પીંપર, નવભારત સાહિત્ય મંદિર, અમદાવાદ, ૨૦૧૦

પટેલ પન્નાલાલ, વળામણાં, સજીવની પ્રકાશન, અમદાવાદ

મહેતા ભારત, પન્નાલાલ પટેલ કૃત 'વળામણાં', પાર્શ્વ પબ્લિકેશન, અમદાવાદ.

પટેલ મણિલાલ, તરસ્યા મલકનો મેઘ, ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટ, અમદાવાદ.

દેસાઈ હરિ, વીસમી સદીના અંતે ગુજરાતી સાહિત્યમાં નગરજીવન : સમાજશાસ્ત્રીય વિશ્લેષણ (રઘુવીર ચૌધરી, ભગવતીકુમાર શર્મા અને વીનેશ અંતાણીની કૃતિઓના સંદર્ભમાં), પીએચ.ડી. મહાશોધ નિબંધ, ગુજરાત યુનિવર્સિટી, ૨૦૧૩)

બ્રહ્મભટ્ટ ચંદ્રકાન્ત, આત્મકથાઓમાં પ્રતિબિંબિત ગુજરાતનું સમાજજીવન (વર્ષ : ૧૯૦૧ થી ૧૯૫૦) (ઇન્દુલાલ યાજ્ઞિક, શારદાબહેન મહેતા, સુમંત મહેતા અને દિનકર મહેતાની આત્મકથાઓના સંદર્ભમાં), પીએચ.ડી. શોધનિબંધ, ગુજરાત યુનિવર્સિટી, ૨૦૧૭

પટેલ સંગીતા, સાપના ભારા એકાંકીનું સામાજિક વિશ્લેષણ, શબ્દ સાધના-સામયિક, ૨૦૧૪

પ્રજાપતિ અલ્પેશ, પટેલ સંગીતા, ભાષા, ગાંધીવાદી સાહિત્યો અને સમાજ BAOU International Conference માં રજૂ કરેલ શોધપત્ર, ૨૦૧૭.